ૐ

# તપોધન બ્રાહ્મણો અને વેદાધિકાર.

ખંભાતમાં પ્રથમ તપોધન બ્રાહ્મણ કોન્ફરન્સ પ્રસંગે
ઉપરોક્ત વિષયપર
શ્રીમાન્ સ્વામી યતિ મુકુન્દાશ્રમજીએ
આપેલું વ્યાખ્યાન
અને
મહાશય ગિરિજાશંકર નિર્ભયરામની
તે પર એક દ્રષ્ટિ.

પ્રથમાવૃત્તિ.
પ્રત ૧૦૦૦.
સન ૧૯૧૧.

છપાવી પ્રસિદ્ધ કરનાર, રા. રા. જેકીસનદાસ શિવલાલ
અને
રા. રા. છગનલાલ જગન્નાથ રાવળ.

---

આ પુસ્તક મુંબઇ પાયધોની ગોડીજીની ચાલ દુકાન નંબર ૫૭૨
માં આવેલા ધર્મ વિજય પ્રેસમાં હરજીવન ભગવાને છાપ્યું છે.

# બ્રાહ્મણધર્મ.

સજ્જન ગૃહસ્થો ! ઉપરોક્ત નામનું એક માસિક પત્ર આજ સવા વર્ષથી ખંભાત તપોધન બ્રાહ્મણ વિદ્યોત્તેજક મંડળ તરફથી દરમાસે પ્રગટ થાય છે અને તે બ્રાહ્મણધર્મનું પ્રવચન કરતાં સર્વ વર્ણોપયોગી વિષયોપર વિદ્વતાયુક્ત વિચારો દર્શાવી સર્વ પ્રજાની યથાયોગ્ય સેવા બજાવે છે. આ ત્રણ ફૉર્માનું આઠ પેજી પત્ર હોવા છતાં કિંમત રૂ. ૧) વાર્ષિક માત્ર છે. આવા ઉછરતા માસિકને પોષવા સર્વ સજ્જનો ઉત્સાહ બતાવતાં ગ્રાહક થશે એવી આશા છે. આ પત્રના સંપાદક એક વિદ્વાન્ શાસ્ત્રી **મહાશય અંબાલાલ છગનલાલ** છે.

ઠા. ખારીકોઇ
ખંભાત.

લી૦ કૃપાકાંક્ષી,
ગિરિજાશંકર વિજયશંકર શાહીવાલા.
વ્યવસ્થાપક બ્રાહ્મણધર્મ પત્ર.

ॐ

# મારા બે શબ્દો.



પ્રિય બાંધવો, પરમાત્માની અપાર કૃપા છે કે તપોધન બ્રાહ્મણ વિષયક સાહિત્યમાં વધારો કરનારૂં તપોધન બ્રાહ્મણો અને વેદાધિકાર એ નામનું, આ દ્વિતીય પુસ્તક છે. યદ્યપિ ખંભાતમાં મળેલી પ્રથમ તપોધન બ્રાહ્મણ કોન્ફરન્સ સમયેનું આ એક વિદ્વાન્ સન્યાસીનું વ્યાખ્યાન છે પરંતુ વ્યાખ્યાનાર્થે તેમણે જે શ્રમ લીધો છે તેનો લાભ લઇને તે વ્યાખ્યાનને પુસ્તકાકાર છપાવી તેનાપર આપણે મનન કરીયે અને અન્યોને મનન કરવાનો અવકાશ આપીયે તો તે આપણા સાહિત્યમાં વધારો કરનારૂં છે એટલુંજ નહિં પરંતુ આપણા કાર્યમાં સત્તારૂપ છે. આવી રીતે આપણા સાહિત્યમાં વધારો કરવાની તક આપનાર **શ્રીમાન્ સ્વામી મુકુન્દાશ્રમ** છે અને તેમણે આ વ્યાખ્યાન છપાવવા સુધારાવધારા સાથે તેની લેખી નકલ આપી તેને માટે તેમના ઉપકૃત છીયે. હવે, આ વ્યાખ્યાનને છપાવવાને ધનની સહાયતાની પણ તેટલીજ જરૂર હતી અને તેને માટે "**મારા બે શબ્દો**" છે અને તે એ કે આપણી જ્ઞાતિના સુરતનિવાસી મહાશયો **રા. રા. જેકીશનદાસ શિવલાલ તથા રા. રા. છગનલાલ જગન્નાથ રાવળે** ક્રમે ૨૫) અને રૂ. ૫) ની મદદ આપી ઉક્ત વ્યાખ્યાન છપાવવાની જીજ્ઞાસા બતાવી તેને માટે તેમનો જેટલો ઉપકાર માનવામાં આવે તેટલો ઓછો છે. ઉક્ત બન્ને મહાશયો ધર્માત્મા અને વિદ્યાવિલાસી છે. તેઓ આ જ્ઞાતિના હિતની ચિંતા રાખે છે. પરમાત્મા, તેમની આ પ્રમાણેની જ્ઞાતિભક્તિ દૃઢ કરે. આજ "**મારા બે શબ્દો**" છે. इतिशम्.

લી૦ સેવક,

**ગિરિજાશંકર નિર્ભયરામ.**

ॐ

विश्वामित्रो वसिष्ठश्च मतंगो नारदादयः ।
तपोविशेषैः संप्राप्ता उत्तमत्वं न जातितः ॥

ભાવાર્થ:-વિશ્વામિત્ર, વસિષ્ઠ, મતંગ તથા નારદાદિ ઋષિયો તપ વિશેષથી ઉત્તમ પણાને પામ્યા પણ જાતિથી નહિં અર્થાત્ ઉક્ત ઋષિયો તપ કરીને તપોધનત્વ પામ્યા.

( શુક્રનીતિ. )



ॐ

तत्सत्परमात्मनेनमः

# તપોધન બ્રાહ્મણો.

અને

# વેદાધિકાર.

---

## સુમંગલ.

---

ॐसहनाववतु सहनौ भुनक्तु सहवीर्यं करवावहै ।
तेजास्विनावधीतमस्तु मा विद्विषावहै ॥
ॐ शांतिः शांतिः शांतिः ॥

**અર્થ**—ઉપનિષદ્ ગીતા પરમાત્મવિદ્યાનું સ્વરૂપ પ્રગટ કરીને અમારૂં (ગુરૂ શિષ્યનું) પાલન કરો, વિદ્યાનું ફળ પ્રગટ કરીને અમારૂં પાલન કરો, અમે બન્ને સાથેજ વિદ્યા સબંધી સામર્થ્ય સિદ્ધ કરીએ, અમારા બન્નેનું અધ્યયન તેજસ્વિ થાઓ, તથા અમે બન્ને પ્રમાદજન્ય અન્યાય વડે અધ્યયન અને અધ્યાપનના દોષને માટે પરસ્પર દ્વેષ કરીએ નહિં !

**ઉપક્રમ**—આત્મવત્ પરમ પ્રિય શ્રીયુત પ્રમુખ મહાશય અને અન્ય સુજ્ઞ સજ્જનો ! આજના આનંદદાયક સુરમ્ય દિવસનો પ્રતિધ્વનિ અત્રે હાજર રહેલા સર્વને લગભગ બે માસ ઉપરાંત વખતથી શ્રવણગોચર થતો હતો અને ઉત્સાહી વ્યક્તિઓનાં હૃદયમાં તે સમયથીજ તે આનંદનાં

સરણાં વહેવા લાગ્યાં હતાં, પરંચ સરણા સ્વરૂપે સરનારી સરિતા જેમ એવાં અનેક સરણાંને એકત્ર કરતી કરતી સમુદ્રની છેક પાસે જાય છે ત્યારે તો પોતે પણ પ્રૌઢ બની જાય છે અને સમુદ્રમાં મળતાં ઐક્ય થતાં તો તે પ્રૌઢતા અપાર બનીને રહે છે તેમ દરેક સ્થળમાં પૃથક્ પૃથક્ રહેનાર ભાઇઓના હૃદયમાં આજના દિવસના આનંદના સરણાં જુદાં જુદાં વહન કરી રહ્યા હતાં તે આજ શ્રીપરમાત્મકૃપાથી અત્રે એકત્ર થઇ પોતાની ઉન્નતિરૂપ અપાર સમુદ્રને મળવા આવતાં મળ્યાં એટલે ઉન્નતિથી થનાર આનંદ વધી અપાર બની રહ્યો તો આ સમષ્ટિ આનંદનું વર્ણન કેવી રીતે કરી શકાય? કારણ તે તો સ્વસંવેદ્ય (જેને થાય તેજ જાણે એવો) છે અને તે સર્વને પ્રત્યક્ષ છે માટે એને વર્ણવવામાં વૃથા વખત વ્યતીત ન કરતાં આપણા મૂળ વિષય પરજ આવીશું. અસ્તુ આનંદ! આનંદ!! આનંદ!!!

## ઉપોદ્ઘાત



આજે મારે **"તપોધન બ્રાહ્મણો અને વેદાધિકાર"** એ વિષય પરત્વે બોલવાનું છે. આ વિષય ગંભીર મામલાઓથી પ્રપૂર્ણ છે અને તેથી તે શાન્તચિત્તે ધૈર્યતાપૂર્વક સૂક્ષ્મદૃષ્ટિથી વિચારવા યોગ્ય છે એ સૂચના લક્ષમાં રાખી દરેક બંધુ પોતાના મનને શાન્ત અને ધીર બનાવશે ને લક્ષ પૂર્વક શ્રવણ કરશે.

કોઇ પણ વિષયનો આરંભ કરતાં પહેલાં તેની પ્રસ્તાવના કરવીજ જોઇએ એવો નિયમ છે અને તેમ કરવામાં મુખ્ય હેતુ એ છે કે શ્રવણ કરનારને અમુક દૃષ્ટિબિન્દુ પ્રાપ્ત કરી આપવું કે જ્યાં ઉભા રહીને દૃષ્ટિ નાખવાથી સમસ્ત પ્રદેશ એકાકાર અને યથાસ્થિત જોઈ શકાય, અને

જે ન્યાય મળે તેનું સમતાથી–પક્ષપાત રહીત થઇ–તોલન થઇ શકે માટેજ વિષયની શરૂઆત કરતાં પહેલાં મેં પ્રથમ ઉપોદ્ઘાતનો આરંભ કર્યો છે અને તેમાં વખતપર "માથા કરતાં પાઘડી મોટી" એજન કથનાનુસાર ઉપોદ્ઘાતનું કાંઇક લંબાણ પણ થાય અને સર્વ સજ્જનોનું મન "વિષય" શ્રવણ કરવાની અભિરૂચિવાળું હોવાથી કદાચ કંટાળે પણ ખરૂં. તેવું ન બને માટે આરંભમાંજ મેં શાન્તિ ને ધીરજને યાદ કરાવી આગળ ચલાવ્યું છે તો સર્વ બંધુ તે પ્રમાણે વર્તન કરશેજ. વળી એ પણ યાદ રાખજો કે આ પ્રસ્તાવના જેમ વધારે સમજી શકશો તેમ "વિષય" ની સ્ફુટતા પણ વધારે કરી શકશો અને સત્યાસત્યનો નિર્ણય પણ બરાબર લક્ષમાં આવશે.

શ્રુતિ કથે છે કે ऊर्ध्वमूलोऽवाक्शाख एषोऽश्वत्थः सनातनः । कठोपनिषद् । ઉંચા મૂળવાળો, નીચી શાખાવાળો, આ ( સંસારરૂપ ) પીપળો સનાતન છે એટલે સૃષ્ટિનો આરંભ ક્યારથી થયો એ વાતનો કશો નિશ્ચય થતો નથી અને થવાનો નથી પણ ઘણાં પ્રમાણથી એમ સિદ્ધ થતું ચાલે છે કે સૃષ્ટિ અનાદિથી ચાલી આવે છે ને તેમાં અનેક વખત મ્હોટાં મ્હોટાં રાજ્ય, મ્હોટા મ્હોટા સમર્થ સુધારા, મ્હોટા મ્હોટા ધર્મ, થયાને ગયા એવો ક્રમ ચાલ્યો આવે છે અથવા અન્ય રીતે બોલીએ તો અસ્તોદયનું ચક્ર અનંત કાળથી ફર્યાંજ કરે છે. પ્રાચીન આર્યાવર્તનો સમય પણ એવો હતો કે અન્ય દેશોવાળાને જ્યારે મનુષ્યત્વ શું એનું પણ ભાન ન હતું ત્યારે આ ભારત, સુખના શિખરે વિલસતો હતો અને તેમાં વસનારા ઋષિ. મુનિઓ તત્વજ્ઞાનની અતિ માર્મિક આંટીઓને છોડવામાં કુશળ હતા અને एकसत् विप्राबहुधावदान्ति ઘણું કરીને સર્વ ઋષિઓ એકજ સત્ને બોલતા અને અનુભવવા સમર્થ હતા એ તેમની તત્વબુદ્ધિએ તેમના વ્યવહારને કોઇ અપૂર્વ રંગ લગાડયો હતો તેથી તેઓ તત્વવિવેકપરત્વે જે

માનતા તેની પ્રતિકૃતિનેજ તેઓ વ્યવહારમાં પણ પૂજતા; એ તે સમયની મહત્તાનું એક ઉત્તમ ચિન્હ હતું. વળી તે સમયે ઉચ્ચભાવના એજ નિયામક હતી અને વ્યવહાર પણ તે ઉચ્ચ ભાવનાને અનુસરી નિયમાતો અર્થાત્ જેમ તે સમયના લોક સર્વવ્યાપી એક સતનું ઐક્ય માનતા તેમ મનુષ્યત્વ કે જીવત્વ એ રૂપી સર્વવ્યાપી અંશનું ઐક્યજ સમજતા. ઉંચું, નીચું, હલકું, ભારે, કશુ માનતા નહિ. કર્મ માત્રને ઉદ્દેશી મનુષ્યોના વિભાગ સ્વીકારતા પણ તેથી કોઇ મોટો ભેદ પડી જતો હોય એવો અંતરાય માનતા નહિં પણ ભેદ છતાં એ ઐક્યજ સમજતા. તે સમયે આર્યાવર્તમાં વર્ણ અને આશ્રમ હતાં **પરંતુ જ્ઞાતિ હતી નહિં.** વર્ણ અને આશ્રમ એ એવી વ્યવસ્થા છે કે તે દરેક દેશમાં હોવીજ જોઇએ. કારણકે સેવન, પોષણ, રક્ષણ અને શાસન એ ચાર વિના જીવન માત્રનો નિર્વાહ અશક્ય છે. વ્યષ્ટિ, કુટુંબ, કે સમષ્ટિ એ કોઇને પણ એ ચાર વિના ચાલે તેમ નથી. બાલ, વૃદ્ધ, અતિથિ આદિની સેવા કરવી, સમગ્ર કુટુંબનું અન્ન વસ્ત્રથી પોષણ કરવું, રોગ શત્રુ આદિથી રક્ષણ કરવું, અને સર્વને નિયમમાં રાખી પોત પોતાનું અને સમગ્ર કુટુંબનું જે કર્તવ્ય તે કરાવવું, આ ચાર વિના કોઇનો પણ નિર્વાહ થઇજ શકે નહિં. આર્યભૂમીમાં જે વ્યવસ્થા થઇ તે પણ એ ચારને અનુસરીને થઇ અને શૂદ્ર, વૈશ્ય, ક્ષત્રિય, ને બ્રાહ્મણ એ ચાર વર્ણ સમગ્ર ભૂમિના જીવનનો નિર્વાહ થવાને અર્થે કર્યાં. આ ચારને રાજ્યમાં પણ ભાગ આપ્યા વિના રાજ્ય પણ કોઇ અન્ય પ્રકારથી સારી રીતે ચાલી શકેજ નહિ કારણ રાજ્ય એ સર્વ વ્યવહારિક વ્યવસ્થાનું આદર્શ છે અને તેમાં રાજા, ગુરૂ, સામંત અને પ્રકૃતિ એ વિના ચાલેજ નહિં. ઇંગ્લંડ જેવા સુધરેલા રાજ્યતંત્રમાં પણ રાજા (સ્ટેટ) ગુરૂ (ચર્ચ) સામંત (લૉર્ડઝ) અને પ્રકૃતિ (કૉમન્સ) એ વિના તંત્ર ચાલતો નથી એ સુપ્રસિદ્ધ છે. આર્યાવર્તમાં તો તેજ વ્યવસ્થા હતી, ક્ષત્રિય

જે રક્ષણ કરનાર તે રાજા થાય અને તેના આપ્તવર્ગમાંથી જે વીર્ય અને પરાક્રમવાન હોય તે તેના રાજમાન્ય સામંત ( અમીર, ઉમરાવ ) થાય તથા વૈસ્ય શૂદ્રાદિ જે વ્યાપાર, કૃષિ, સેવા આદિ કરનાર તેમાના માન્ય પુરૂષો પ્રકૃતિ વર્ગમાં રહે પણ એ સર્વમાં ધર્મ ગુરૂ જે બ્રાહ્મણો, તેનો અધિકાર સર્વોપરિ રહેતો. રાજાએ ન્યાય કેવે માર્ગે આપવો, રાજ્યધર્મ કેવા છે, વ્યવહારમાં પણ રાજાએ ધર્મ અર્થે શું શું કરવું એ બધું બ્રાહ્મણોની સભાને હાથ રહેતું. બ્રાહ્મણ પોતે સર્વના શાસક હતા અને સર્વ વર્ણ વ્યવસ્થા યથાર્થ ચાલતી **અને એક વર્ણમાંથી બીજા વર્ણમાં જવા આવવા જેવી પણ છુટ હતી.** એ વર્ણવિવેક અનાદિ છે, અને તે આ ભારતનું મૂળ સ્વરૂપ અને રચના હતી પણ તેમાં જ્યારે અનાર્ય લોકોનો સમાગમ થવાથી આર્યત્વ મલિનતા પામવા લાગ્યું ત્યારે સંકરવર્ણ અથવા જાતિ, ન્યાતો થવા લાગી એવો વિચાર સ્મૃતિકારોએ જણાવેલો છે. મહર્ષિ મનુ કહે છે કે यथा त्रयाणां वर्णानां द्वयोरात्माऽस्य जायते । आनन्तर्यात्स्वयोन्यांतु तथाबाह्येष्वपिक्रमात् ॥ मनु. अ १० श्लो. २८ ॥ બ્રાહ્મણને ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ ત્રણે વર્ણમાંથી ક્ષત્રિય જાતિની તથા વૈશ્ય જાતિની તથા પોતાની જાતિની કન્યામાં જે પુત્ર ઉત્પન્ન થાય છે તે દ્વિજ કહેવાય છે. તેમજ ક્ષત્રિયથી બ્રાહ્મણની કન્યામાં તથા વૈશ્યથી ક્ષત્રિયની તથા બ્રાહ્મણની કન્યામાં ઉત્પન્ન થયેલા પુત્રો પણ ( શુદ્રથી ત્રણ વર્ણની કન્યામાં ઉત્પન્ન થયેલા પ્રતિલોમ પુત્રો કરતાં ) સંસ્કૃત જાતિમાં ઉત્પન્ન થવાથી ઉત્તમ ગણાય છે અને તેઓને ઉપનયન સંસ્કારનો અધિકાર છે તેમજ सजातिजानन्तरजा: षट्सुताद्विजधर्मिणः। शूद्राणां तु सधर्माणः सर्वेऽपध्वंसजाः स्मृताः ॥ मनु. अ. १० श्लो. ४१ ॥ પોતાની જાતિની કન્યામાં તથા પછી પછીની જાતિની કન્યામાં દ્વિજે ઉત્પન્ન કરેલા છ પુત્રો ઉપનયન સંસ્કારને યોગ્ય ગણાય છે અને પ્રતિલોમ રૂપે ઉત્પન્ન થયેલા સર્વ પુત્રો શૂદ્રના સમાન ગણાય છે એટલે

તેને ઉપનયન સંસ્કારનો અધિકાર નથી. આ પ્રમાણે અનેક વર્ણસંકર જાતિ થવા લાગી. તે સંકર જાતિઓ તેમનાં જુદાંજુદાં કર્તવ્યસહિત મહર્ષિ મનુએ ગણાવી પણ છે.

જ્યારે જાતિ પેદા થવાનું કારણ સંકર એજ ઠર્યું ત્યારે એકથી બીજી જાતિમાં જવાય નહિં એવો પ્રતિબંધ ઉત્પન્ન થયો પછી કોઇ જાતિની સંખ્યા વધે અથવા કોઇની ઘટે એમ થાય એ તો સ્વાભાવિક છે. આર્યાવર્તની ઉન્નતિમાં આ પ્રથમ પરિવર્ત્ત છે અને આ સ્થિતિની વૃદ્ધિ પામતાં ચારે વર્ણમાં ભેદ ઉત્પન્ન થયો અને એકમાંથી બીજામાં નજ જવાય તેવું બંધારણ પણ પાકું થયું, તોપણ ધર્મદૃષ્ટિની અભેદ ભાવનામાં હજુ કશો વિકાર ઉત્પન્ન થયો નહોતો અને ધર્મજ સર્વત્ર નિયામક હોવાથી નાતો બંધાવા છતાં વ્યવહારમાં કોઇ પ્રકારની શિથિલતા થઇ નહોતી તેથી દેશોન્નતિનો પ્રકાશ જેવોને તેવો હતો અને બહારથી ભેદ પડ્યાં છતાં દરેકના મન, વિચારને કર્તવ્ય એ કશામાં ભેદ પડયો નહોતો તેથી સમતા અને આત્મદૃષ્ટિ સ્થિર હોવાથી સર્વ સમગ્ર વાતથી સુખી હતાં અને પોત પોતાના નક્કી થયેલા ધર્મ પ્રમાણે સર્વ ચાલતાં પોતાના અધિકારથી આગળ વધવાનો કદિ પણ કોઇ વૃથા પ્રયાસ કરતાં નહિં અને સર્વ મર્યાદામાં રહી મોક્ષપર્યંતના અખંડ સુખનો અનુભવ કરતા આવા પ્રકારની વ્યવસ્થા પાંડવ કૌરવની લડાઇ પર્યંત ચાલી હોય એમ અનુમાન કરવાને મહાભારતમાંથી કેટલાએક પુરાવા મળી આવે છે પરંતુ પ્રથમથી ચાલતી થયેલી જે સંકરતા તે અટકી હોય એમ જણાતું નથી એટલે અનુલોમ ને પ્રતિલોમ પ્રજા વૃદ્ધિ પામતીજ રહી છે. તેમાંથી કેટલાએક અનુલોમો તપ તથા, વીર્યના પ્રભાવથી ઉત્તમપણાને (બ્રાહ્મણપદને) પામ્યા છે અને કેટલાએક ક્રિયાભ્રષ્ટ થતાં તથા બ્રાહ્મણોના સમાગમમાં ન આવવાથી અધમપણાને પામ્યા છે. મનુસ્મૃતિના દશમાં અધ્યાયના ૪૨–૪૩–૪૪–શ્લોકો જુઓ, એટલે આટલા ઉપરથી આપણને એટલું તો સ્પષ્ટ થાય

છે કે વેદમાં કથન કરેલ ચાર વર્ણ ઉપરાંત સંકર જાતિઓ પણ વૃદ્ધિ પામવા લાગી અને ભારત યુદ્ધ પછી યથાર્થ બોધકોના અભાવે વર્ણ મર્યાદા પણ બગડી અને સંકર જાતિ સેળભેળ થઇ આર્યત્વ મલીન થયું અને પછી સર્વ જ્ઞાતિઓજ કહેવાવા લાગી અને એકમાંથી બીજીમાં ન જવાય એ વધારે મજબુત થયું ને ભેદભાવના વધતી ચાલી. ને તે યોગે ધર્મ ભાવનામાં પણ વિકાર ઉત્પન્ન થયો. એટલે જે ન મટાડી શકાય એવો શરીર ભેદ બાહ્ય હતો તેવાજ પ્રકારનો મન વિચારનો ભેદ પણ ધીમે ધીમે વધવા લાગ્યો અને સમષ્ટિ ભાવનાથી થતાં કાર્યો કેવળ સ્વાર્થ બુદ્ધિથી વ્યષ્ટિ ભાવના તરફ વળવા લાગ્યાં. આવા સમયે અભેદ ભાવનાનો ઉદ્‌ઘોષ કરનાર જે વેદવિદ્યા તેના દ્વારપાળો જે બ્રાહ્મણો તેણે તેનું કાળજી પૂર્વક સંરક્ષણ આરંભ્યું અને સર્વ લોકોની સ્થિતિ તપાસી ચિત્તશુદ્ધિનું મુખ્ય સાધન જે "કર્મ" તેની પ્રવૃત્તિ ચલાવી એમ કરતાં પરિણામ એ આવ્યું કે **"અભેદ ભાવનાથી ઉપજતો કર્તવ્યપરાયણનો જે રસ અને તેનાથી ઉગ્રતા પામનારી જે એકતા તે નાશ પામવા લાગી અને તેને ઠેકાણે નિરસ કર્મકતા આવવા લાગી"** તેમ તેમ ભેદભાવ વૃદ્ધિ પામતોજ ગયો અને બ્રાહ્મણો વેદવિદ્યાને વધારેને વધારે ગુપ્ત રાખતા ગયા અને તેના સંરક્ષણ માટે પણ અનેક ઉપાય રચતા ગયા એટલે પ્રથમ જે અનુલોમ જાતિને સંસ્કાર કરાવતા તે પણ કાઢી નાખ્યા ને તેમની પણ શૂદ્રમાંજ ગણના કરી તેને પણ આ વિદ્યાનું દાન આપવું બંધ કીધું. એટલે બ્રાહ્મણના આગેવાન પણાપર લોકોની ઇર્ષ્યા વધવા લાગી અને **"સ્વાર્થી બ્રાહ્મણો"** એવું ઉપનામ તેમને મળવા લાગ્યું. એ અરસામાં કપિલ વસ્તુના રાજાનો બૌદ્ધ નામે પુત્ર થયો તેમને પ્રકાશની પ્રાપ્તિ થઇ અને તે થોડાકમાંજ પ્રબુદ્ધ થયા. એમના ઉપદેશનો સાર એ હતો કે જગત્ દુઃખ રૂપ છે, મિથ્યા છે. અને દુઃખ માત્રનું

કારણ કામ, આશા–તૃષ્ણા–છે માટે તેનો ત્યાગ કરવાથી મુક્તિ અનુભવાય છે. આ ઉપદેશ અને અદ્વૈત વેદાન્તના ઉપદેશમાં દેખીતો ફેર કશો નથી તે પ્રકારે તે મહાત્માએ વિશ્વમાત્રનો ઉદ્ધાર કરવાને પોતાના હૃદયમાં પ્રકટ થયેલો પ્રકાશ સર્વના હૃદયમાં પ્રકટ થવાનો આરંભ કર્યો. તેમને પક્ષે તો સર્વથા તેમના હૃદયની પ્રસાદી વિશ્વને મળે એમાં જગત્‌નું અહો ભાગ્ય હતું પણ વિશ્વ પોતે તેમના એ પ્રસાદનો સદુપયોગ કરે એવા અધિકારને હજી પ્રાપ્ત થયું ન હતું.

બ્રાહ્મણોએ જે ગુહ્યાગારનાં દ્વાર કોઈને પણ પ્રવેશ આપવામાં ઘણોજ સખ્ત હાથ રાખી સાચવી રાખ્યાં હતા તે આમ એકાએક ઉઘડી ગયેલાં જોઈ સર્વ વર્ણ અને સર્વ આશ્રમના લોક નિર્વાણ પદ્વીએ પહોંચવાના ઔત્સુક્યથી મહાત્માશ્રી બુદ્ધનો ઉપદેશ બહુ ભક્તિપૂર્વક શ્રવણ કરવા લાગ્યા. નાત, જાત, વર્ણ, આશ્રમ, કશાની અપેક્ષા નથી. વેદમાર્ગના કર્મકાંડ આદિનો માર્ગ વ્યર્થ છે, એકના એક બૌદ્ધધર્મના આદેશને અનુસરતાં નિર્વાણ કરતલગત છે, એવી ભાવના સર્વત્ર પ્રસરતી ચાલી અને સર્વને પ્રિય પણ થવા લાગી. એ પ્રમાણે બૌદ્ધ ધર્મમાં અધિકારની અપેક્ષા વિનાજ સર્વત્ર જે પરમસત્યનો ઉપદેશ થતો હતો તેનો વિસ્તાર તો લંકાથી હિમાલય પર્યંત થયો પણ પરિણામે ભ્રષ્ટતા વધારે પેશી ગઈ હતી. વાક્‌પાંડિત્ય માત્રમાંજ શુદ્ધતાની સમાપ્તિ થતી હતી એમ બૌદ્ધો તે સમયે બુદ્ધના વિશુદ્ધ માર્ગને કલંક લગાડતા થયા. એ ભ્રષ્ટતા વધતે વધતે એટલી બધી વધી કે અશોકના મહારાજ્યની ગાદીએ પણ એક શૂદ્ર પોતાના ધણીનો વધ કરીને ચડી બેઠો. આવી અધમતાનાં કેટલાંએક વચનો તે સમયને ઉદ્દેશી લખાયલાં નાટકોમાંથી મળી આવે છે.

આ પ્રમાણે બૌદ્ધધર્મનો પ્રચાર થતાં સર્વ વ્યવસ્થા બગડી અને પ્રથમથી જે સંકરતા વૃદ્ધિ પામતી હતી તેમાં ઉમેરો થયો અને શુદ્ધ

આર્યત્વ કોઇ કોઇ સ્થળમાંજ ટકી રહ્યું અને સર્વને ઉન્નતિને માર્ગે લઈ જનારી અભેદ ભાવના પણ નષ્ટ થયા જેવી થઇ. તે સમયમાં શ્રીમત્ શંકરાચાર્યનો પ્રાદુર્ભાવ થયો. તેમણે, પુનઃ બ્રાહ્મણ ધર્મની પ્રણાલિકાનુસાર સર્વ વ્યવસ્થા કરી અભેદ ભાવના સ્થાપી પરંતુ અધઃપતન પર ચડેલી પ્રજા તે ભાવનાને સંકરથીથયેલા ભેદોને લઇને વધારે વખત સાચવી શકી હોય તેમ લાગતું નથી એટલે એ ભાવનામાંથી કર્ત્તવ્યનો ઉડી ગયેલો રસ શ્રીમચ્છંકરાચાર્યે સ્થાપિત કર્યા છતાં અનેક પ્રકારના પરિવર્તોમાં શુદ્ધ આર્ય સિવાય અન્યથી તેનું અનુકરણ થઇ શક્યું નહિ તેથી તે ભાવનાનું પ્રબળ જામતાં પહેલાં તો ભારતવર્ષમાં યવનોનું આગમન થયું અને તલવારની સહાયથી પોતાનો ધર્મ ચલાવવા માંડયો. અનેક આર્યો અને વર્ણસંકરોને વટાળ્યા અને હિંદુધર્મનો ધ્વંસ કરવાને માટે જ્યાંથી જ્યાંથી તેમનાં ધર્મ પુસ્તકો હાથમાં આવવા લાગ્યાં તેને બાળવાજ માંડયા. ઇતિહાસ પર દૃષ્ટિ કરતાં એવું માલુમ પડે છે કે "**હિંદુ ધર્મનાં એટલાં બધાં પુસ્તકો હતાં કે તેને, સળગાવી મુસલમાનોનું હજારો માણસોનું લશ્કર તે વડે શિયાળામાં તાપતું**" આ આફતને લઇને અભેદ ભાવના નબળી પડી અને બ્રાહ્મણોને મુખે જે વિદ્યા હતી તેજ માત્ર ભારતવાસી ભાઇઓને માટે બાકી રહી અને આર્યત્વમાં મલીનતત્વ પ્રવેશ પામ્યું. વળી તે વખત રાજ્યભાષા ફારસી હતી એટલે ઉદરને માટે ઘણા લોકો તેનો અભ્યાસ કરવા લાગ્યા એટલે આપણા શાસ્ત્રોથી અજ્ઞાત રહ્યા અને એમ દિનપ્રતિદિન સંકરપણાના મુખ્ય હેતુને લઈ જુદી જુદી નાતો બંધાતી ચાલી અને એકમાંથી બીજામાં નજ જવાય એ બંધારણ અધિકને અધિક સજ્જડ થતું ચાલ્યું. અને ભારત વર્ષની પડતીનો પાયો પ્રૌઢ થતો વધવા લાગ્યો. બે હજાર વર્ષના ઇતિહાસ પર નજર કરીએ તો માલુમ પડશે કે, વર્ણવ્યવસ્થા

એટલી બધી બગડી ગઇ છે કે કદાપિ કોઇ વર્ણવ્યવસ્થા કરવા ધારે તો કઇ જાતિને કઇ પદ્રી આપવી એનો મહાન્ ગોટાળો થાય. અસલ આ પ્રમાણે નહતું પરંતુ વીર્યની શુદ્ધિ અને રજની શુદ્ધિ તે ઉપર એટલું બધું લક્ષ આપવામાં આવતું કે વ્યભિચાર અને તેમાં પણ પ્રતિલોમ વ્યભિચાર માટે દેહાંતદંડ વિના બીજી શિક્ષા ન થતી. ક્ષેત્ર (રજસ્થાન) ની શુદ્ધિ ઉપર બહુજ લક્ષ આપવામાં આવતું અને ક્ષેત્ર દોષ ન હોય ત્યાં સુધીજ પ્રજા શુદ્ધ મનાતી જ્યારે મુસલમાનોના રાજ્યની શરૂઆતથી ક્ષેત્રદોષ થવા માંડયો અને મનુષ્યોનાં રૂધિરમાં કુલ ક્રમાગત વીર્યને બદલે સંકરાદિનો જમાવ થયો ત્યારેજ જાતિ એટલે જન્માનુસાર–વર્ગ બાંધવાનો–નાતોનો રીવાજ શરૂ થયો; જ્યાં રૂધિરમાંજ ફેરફાર રહ્યો ત્યાં અસલની વર્ણવ્યવસ્થાની પેઠે એકથી બીજા વર્ણમાં–કર્મમાત્રથી જવાપણું રહ્યું નહિ અને ભેદની વૃદ્ધિ કરનાર અનેક કારણો આવી પડયા. સીકંદરથી તે બ્રિટનોના સામ્રાજ્ય પર્યંત બે હજાર વર્ષમાં આપણે પરદેશીઓની રાજકીય તેમ રાજ્યને અંગે આવશ્યક છે એવી સાંસારિક અસરોથી અનેક અનેક રૂપાંતર પામતા રહ્યા. આપણી પ્રાચીન ભાવનાની સસારતાને લીધે તે ભાવના ઉપરથી આપણાં રૂપાંતરો આપણને ખસેડી શકયાં નહિ પણ એ રૂપાંતરો ઉપજાવનારાં કારણો એટલું તો કરી શકયાં કે એ ભાવનાઓમાં જે રસ હતો તે સૂકવી નાખી આપણા હાથમાં શબ્દ માત્રજ રહેવા દીધા. એમ થવાથી કર્તવ્યને ચૂકી આપણે વિવિધ પ્રકારની ભ્રષ્ટતામાં પડયા. ધર્મમાં, વ્યવહારમાં, નીતિમાં, સાહિત્યમાં, સર્વત્ર ભ્રષ્ટતાનુંજ સામ્રાજ્ય થયું. બંધુઓ ? જે વિષય આગળ આપણે ચર્ચવો છે તેને માટે આ એક દૃષ્ટિબિંદુ તૈયાર થયું. આપણું ઐકય સુત્ર કેટલું ગુંચવાઇ ગયું છે અને તેનાપર કેટલા પરિવર્તો થયા છે તેનું ટુંકામાં કાંઇક વિવેચન અત્રે કર્યું છે. એ

ઉપરથી સર્વના સમજવામાં આવશે કે આપણી પ્રાચીન વાત પર કેટલાં પડ ચડી ગયાં છે અને તેથી તેને એકદમ પકડવામાં કેવી અને કેટલી મુસીબતો રહેલી છે પરંતુ આતો એક આંખનું ચસ્મું થયું પરંતુ બીજી આંખને હજુ ચસ્માની જરૂર રહી માટે અર્વાચીનસમયનો વિચાર તમારી પાસે આલેખી આપણા મૂળ વિષય પર જઇશું. હું આશા રાખું છું કે ત્યાં સુધી સર્વ ભાઇઓ ધૈર્ય ધારણ કરશે.

શાસ્ત્ર તો સ્પષ્ટ કહે છે કે કોઇ પણ વાતનો સ્વિકાર કરતાં પહેલાં તે વાતને શાસ્ત્ર, ગુરૂવચન, અને અનુભવ એ ત્રણેની એકતારૂપ કસોટી પર કસી જોવી ને તેમાં બરાબર જણાય તોજ તેને સ્વિકારવી. ત્યારે અનુભવ કરવામાં બુદ્ધિની જરૂર પડે છે અને કેળવાયેલી બુદ્ધિજ તે અનુભવના સ્વરૂપને સમજી શકે છે તો આપણી બુદ્ધિ હાલ કેવા પ્રકારથી કેળવાય છે તેજ મારે અત્ર કહેવાનું છે. શાળાઓ પાઠશાળાઓ અને સ્કુલોદ્વારા આપણને જે કેળવણી મળે છે તે બધી કેળવણી કહેવાય છે પરંતુ તે કેવળ મનુષ્યના શરીર અને મન એનેજ અનુસરે છે અને મનુષ્યમાં જે આત્મા છે તેને લેખવતી નથી. મનની કેળવણીથી આપણને વાતો સારી રીતે કરતાં આવડે છે. તર્કમાં કોકડાં આપણે સારાં વણીએ છીએ અને તે કેળવણીના ફળ રૂપે આપણે આપણા શરીર માત્રનેજ દેખીએ છીએ પણ મનની પાર જે આત્મા તેને લેખવતા નથી. આવી સ્થિતિ હોવાથી તમે જોઇ શકશો કે જે શાસ્ત્રો પર ભાર મૂકી આજ કાલની કેળવણી પ્રવર્તી છે તે માત્ર માણસનાં શરીરનો ખુલાસો કરી શકે છે. આત્માનો તો શું પણ તેની આજુ બાજુ રહેલાં મનનો પણ ખુલાસો કરી શકતાં નથી અને જેનો ખુલાસો કરી શકતાં નથી તે વાત છેજ નહિં એમ પણ સાથે સાથે કહી દે છે એટલે કેવળ શરીરપર દૃષ્ટિ સ્થાપી આ શિક્ષણ અહંમમત્વને વધારી સર્વથી અતડા બનાવે છે. આમ

વ્યક્તિ પ્રધાન શાળા પદ્ધતિએ આપણા બાળકોનો વ્યવહાર વિકૃતિ વાળો થઇ ગયો છે. ભણવા ભણાવવાના વિષયોની યોજનામાંથીજ એ નીતિની અસરનો આરંભ દેખાય છે કે માણસ પોતે પોતાનું પેટ ભરવા શી રીતે સમર્થ થાય એ હેતુ સર્વ કરતાં પ્રથમ લક્ષમાં રાખી પેટ માત્રનેજ ઉપયોગી એવી કેળવણીની યોજના કરવામાં આવે છે એમાં થોડો ઘણો બુદ્ધિ વૈભવ ઉમેરવા ઉપરાંત એ કેળવણીના ઉંચા પ્રકારમાં પણ બીજું કાંઇ સાધવામાં આવતું નથી. હૃદય અને આત્મા એ બેને લેખવવામાં પણ આવતાં નથી અને આત્માના અસ્તિત્વ વિષે પણ શંકા વધતી જાય છે. આવા પ્રકારની કેળવણી ચાલતી થવાથી ગુરૂભાવ, નમ્રતા, વિનીતતા એ આદિ જુવાન શિક્ષિતોમાંથી ઘણે ભાગે અસ્ત થયાં છે અને તે લોકો સર્વથી પોતાને મ્હોટા માનતા હોય તેમ સર્વથી જુદાને જુદા રહે છે. માબાપને, સગાં સબંધીને, નાત જાતને, ગામલોકને, તે વખોડતા જાય છે. કોઇની સાથે મલીને રહી શકતા નથી ત્યારે એકંદરે જોતાં હાલની જે શિક્ષણ પદ્ધતિ છે તેમાં કળા કૌશલ્યનું શિક્ષણ આપી નિર્વાહ પ્રાપ્ત કરવાની જોઇએ તેવી યોજના નથી (૨) ઉભયે પ્રકારમાં ધર્મ અને ચારિત્ર સારી રીતે બંધાય એવી યોજના નથી એટલે વૃદ્ધ અથવા વડીલ, વિદ્વાન અથવા પંડિત કોઇની મર્યાદા રાખવી એ વાત પણ નવીન સંસર્ગોમાં એક બંધન રૂપ વ્હેમ રૂપ મનાય છે. નાનાં છોકરાં માબાપ અથવા બીજા કોઇ વયો વૃદ્ધ કે જ્ઞાન વૃદ્ધ આગળ વિના પ્રયોજને અણપૂછે વચમાં ટાયલું કરવા આવે ને લાજ ન પામે. "બસ અમારા મનમાં એમ સત્ય લાગ્યું તો એમ કર્યું એમાં એનું શું લીધું" એવી દલીલથી પોતાને છેતરે. એ બધો મહિમા આજકાલના શિક્ષણનું ફલ છે. હું—મારૂં—મારો અભિપ્રાય એજ હુંપણાનું મહત્વ સર્વ વાતમાં જણાય છે. ઘરમાં વાત કરવાથી માંડીને વિદ્વત્તા પર્યંતમાં પણ જેટલાં માણસ તેટલા અભિપ્રાય નિઃશંકલાથી ધૃષ્ટતા

પૂર્વક અપાય છે. આથી કદાચ કોઇને આપાત દૃષ્ટિથી એમ ભાસે કે એમ કરવાથી દેશમાં હીંમત, સાહસ, પરાક્રમ, વૃદ્ધિ પામશે, વિચાર માગ વિશાળતા ગ્રહશે; તો મારૂં મત એથી વિરૂદ્ધ છે. હું એમજ માનું છું કે યોગ્ય વય અને યોગ્ય અનુભવ થયા પછી અમુક મર્યાદાસુધી વ્યક્તિનું પ્રાધાન્ય હોય તોજ લાભ છે બાકી તો કાંઇ નિયામક ન હોય તો હાનિ એજ સ્પષ્ટ છે.

આધુનિક કેળવણીના બલથી આવું અહંપદ ગૃહમાત્રમાં થોડે ઘણે અંશે વૃદ્ધિ પામ્યું છે. હાલની શાળાઓનું શિક્ષણજ એવું છે કે સર્વ વાતની થોડી થોડી માહીતી માણસને આવે પણ એકે વાત પરિપૂર્ણ જાણવામાં આવે નહિં. તેવા શિક્ષણમાં પ્રવીણ થઇ વિદ્યા મદે ચઢી પોતાને પ્રવીણ માનતાં મનુષ્ય અહંભાવની નીતિએ ચઢતાં સારાસારનો વિચાર ચૂકે અને ઉચ્છૃંખલતાનેજ સ્વતંત્રતા માને, બંધન માત્રને તોડી નાખવામાં પરમાર્થ જાણે, અનાચારને પણ આચારરૂપે ઘટાવી લે તો એમાં કાંઇ આશ્ચર્ય નથી.

જે બુદ્ધિ વડે અનુભવ ઘટાવી લેવો છે તેનું સ્વરૂપ પણ બતાવ્યું એટલે હવે સર્વ ભાઇઓના લક્ષમાં આવશે કે આપણી ઉન્નતિની સાધક જે અભેદભાવના તે અનેક પરિવર્તમાં પડી અને તેનાપર હાલની કેળવણીથી અનેક પ્રકારના રંગ પૂરાયા એટલે મૂળ વસ્તુની પરીક્ષા કરવી એ બહુજ કઠિણ થઇ પડયું છે તોપણ સત્ય તે સત્યજ ને આખરે તેનોજ જય છે ને તેજ સર્વોપરી રહે છે.

બંધુઓ! અત્યાર સુધી તમો સર્વએ ધીરજ ધારી આ વિષયને લક્ષમાં લીધો છે તેથી જે દૃષ્ટિબિંદુથી આપણે પર્યાલોચના કરવાની છે તે બહુજ સારી રીતે થઇ શકશે અને જે ન્યાય આપણે મેળવવા ઉત્સુક છીએ તેને યથાર્થ તારવી શકીશું. પણ એમાં એ ધીરજની

અત્યંત અપેક્ષા છે કારણ મૂળમાં આપણું વ્યવહાર અને પરમાર્થ રૂપ ચાલતું સૂત્ર એક હતું છતાં અનેક પરિવર્તોથી પારમાર્થીક સૂત્રને ઘુંચવી નાખ્યું છે અને તે પર વ્યવહારને નામે એટલા બધા રંગ પુર્યા છે કે જો આપણે ઉતાવળ કરીએ તો જેમ ઘુંચવાઇ ગયેલ સુતરની આંટી (ફાળકે) ઉખળી શકતી નથી તેમ આ સૂત્રનો ઉકેલ પણ નીકળવો અસંભવ છે છતાં ધૈર્યવાનતે કાઢી શકેજ. આટલી સુચના કરી હવે આપણા મૂળ વિષય પર આવું છું.

પ્રથમ તપોધન બ્રાહ્મણો એ શબ્દો મારા વિષયના છે. એમાં તપઃ+ ધન એ બે શબ્દો મળેલા છે અને વ્યાકરણની દૃષ્ટિથી એ બહુવ્રીહી સમાસ છે એટલે તેનો અર્થ કરવા જઇએ તો એજ થાય છે કે तपोधनं येषां ते तपोधनाः તપ એજ જેનું ધન છે તેવા બ્રાહ્મણને તપોધન કહેવામાં આવે છે. શ્રીયુત ગિરિજાશંકરભાઇકૃત "તપોધન બ્રાહ્મણો અને તેમની ઉન્નતિ" એ નામનું પુસ્તક જેમણે વાંચ્યું હશે તેમના તો ધ્યાનમાં મારો ઉપર કરેલો અર્થ હશેજ છતાં કોઇ અજ્ઞાત હોય એ અનુમાન પરથી મેં અત્ર તેને પુન; સૂચના રૂપે કર્યો છે પણ તેની સાથે મારે એટલું ઉમેરવાનું છે કે આ તપોધન શબ્દ બે હજાર વર્ષમાં થઇ ગયેલા અનેક પરિવર્તોની પહેલાનો અગર વધારે સ્પષ્ટ કહું તો જે વખત વર્ણ વ્યવસ્થા યથાર્થ ચાલતી તે સમયનો છે અને તે કોઇ જ્ઞાતિ સૂચક નથી પણ સર્વ બ્રાહ્મણોમાંથી જેમણે તપનુંજ મુખ્ય સેવન રાખ્યું છે અને જે સર્વથી શ્રેષ્ટ છે તેનેજ તપોધન કહેવામાં આવે છે એટલે ફલીત એ થયું કે "તપોધન બ્રાહ્મણો" તપનુંજ સેવન કરનારા અને સ્વાધ્યાય (વેદ ભણવાને ભણાવવા) એ તો તેમનું વાઙ્મય તપજ છે પછી આવા પરમ પવિત્ર સર્વ શિરોમણિ **"તપોધન બ્રાહ્મણોને વેદાધિકાર છે કે નથી."** એ વિકલ્પજ કરવો એ કોઇ પણ પ્રકારથી

મને તો યોગ્ય લાગતું નથી કારણ જે વસ્તુ સ્પષ્ટ છે તેમાં વિચારને અવકાશ ક્યાં ? એટલે **"તપોધન બ્રાહ્મણોને તો વેદાધિકાર છેજ અને આને માટે હું હિમત પૂર્વક ત્યાં સુધી કહું છું કે એ વાત જેવી રીતથી કોઇ સિદ્ધ કરવા માંગશે તેવી રીતથી હરકોઇ સમયે હું સિદ્ધ કરવા તત્પરજ છું.** બંધુઓ! લાંબા ઉપોદ્ધાતે પછી ટુંકામાંજ "તપોધન બ્રાહ્મણોને વેદાધિકાર છે એ વાત સ્પષ્ટ રીતથી પ્રતિપાદન કરવામાં આવી ગઇ અને તેમાં કશી શંકાને અવકાશ પણ નથી છતાં તેનાપર કેટલોક ઉહાપોહ કરવાની હજુ આપણે જરૂર છે અને તેટલા માટે હજું થોડો વખત આ વિષયપર આપ સર્વને લક્ષ આપવું પડશે તેટલી સૂચના કરી વિષયને લંબાવું છું.

સર્વ ભાઇઓના લક્ષમાંજ છે કે પ્રથમ કેવળ વર્ણવ્યવસ્થા હતી અને તે સમયે બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય એ ત્રણ વર્ણ દ્વિજાતિ કહેવાતા તેથી સર્વનો રોટીને બેટી ઉભય પ્રકારનો સંબંધ હતો એટલે પછી સર્વ બ્રાહ્મણો તો એકત્ર ભોજન કરતા હોય તેમાં કંઇ શંકા લાવવા જેવું છેજ નહિ પણ જ્યારે સંકરતા વૃદ્ધિ પામવા લાગી અને ઉચ્ચ, નીચ વિભાગ પડ્યા ત્યારથી એક બીજાનું ખાતાં પીતાં બાધ્ય ગણાવા માંડયો અને વિભાગ પડયા તેમ કરતાં સંકરપણું—પ્રતિલોમ સંકરપણું—વધતાં બ્રાહ્મણોમાં પણ જુદા જુદા તફા પડવા લાગ્યા અને સ્પષ્ટ જાણે કે આ બ્રાહ્મણ છે તથાપિ તેની સાથે ભોજન કરવામાં પ્રતિબંધ ગણવા લાગ્યા અને જુદિ જુદિ જ્ઞાતિઓ બંધાણી. પછી એક બીજાને પુત્રી આપવાનો સંબંધ પણ તેમાંજ થવા લાગ્યો. ઇતિહાસ ઉપરથી સમજાય છે કે શ્રી શંકરાચાર્યના સમયમાં પંચદ્રવિડ અને પંચગૌડ એ રીતે દશ વિભાગ પડયા તેમાં પંચગૌડમાં (૧) કનોજીઆ (૨) મૈથીલ (૩) આદ્યગૌડ (૪) સારસ્વત (૫) ઉત્કળ તેમજ પંચદ્રવિડમાં

(૧) કાનડે (૨) દ્રાવિડ (૩) તૈલંગ (૪) મહારાષ્ટ્ર (૫) ગુર્જર અદ્યાવધિ. અન્ય દેશમાં ઉક્ત વિભાગજ રહેલા છે પણ પંચ દ્રવિડમાંના ગુજરાતી બ્રાહ્મણોમાં ૮૪ કરતાં પણ વધારે વિભાગ પડી ગયા છે અને ડભોઇ-વાસી દયારામ ભાઇએ એક "વસ્તુ વૃંદ દીપીકા" નામે ગ્રંથ બનાવ્યો છે તેમાં લખ્યું છે કે.

**ઉદીચ્ય** બે પ્રકારના (૧) સહસ્ર (૨) ટોલકિયાં.

**નાગર** છ પ્રકારના (૧) વડનગરા (૨) વિસનગરા (૩)સાઠોદરા (૪) પ્રશ્નોરા (૫) કૃષ્નોરા (૬) ચિત્રોડા.

**મોઢ** છ પ્રકારના (૧) ત્રિવેદિ (૨) ચાતુરવેદિ (૩) અગિયારસ (૪) જેઠીમલ્લ (૫) તાંદલજે (૬) ધિનોજે.

**મેવાડા**—ચાર પ્રકારના (૧) ભટ (૨) ચોરાસી (૩) ત્રિપાડી (૪) સાર્થી પરેહુ.

**શ્રીગોડમાળવી, મેડતવાલ, ખિડાવાલ,** બે પ્રકારના (૧) બાહ્ય (૨) ભિતરા, **હરિયાને, પુષ્કરને, સાંચોરા, ગિરનારા, ઝારોળા, જાંબુ, વાલમ, શ્રીમાલી, બોરસદા, નાંદોરા, ભાર્ગવ, મોતાલે, કપિલ, ખેદુએ, બલાદરા, ચોવીસા, ઉદુંબર, સોમપરા, ગુર્જર, અજો-ધરા, રાયથલા, ભાઠેલા, ખડાયતા, નાર્મદીક, વાયડા, કરાઢા, નંદવાના, પારાસુર, કરેઠા, દધીચા, મિત્રમોઢ, હરસોરે, રાયકવાલ, રોઢવાલ, રવિવાલ, ગોમતીવાલ, દિસાવાલ, પલ્લિવાલ, પ્રેતવાલ, ઉનેવાલ, ખેટવાલ, કનોજિયે, મથુરિયે, સારસ્વત, ગૌડ, સનોડિયે, શ્રીગંગાપુત્ર, દ્રવિડ, તૈલિંગ, મહારાષ્ટ્ર, ગરૂડ, ગરૂડગલિત, ગોમિત્રી, ગુગલિ, નારદિક, નટવરે, નાગદા, નાહાંપલ, સ્થલા-દિયે, દિસોરા, આમેદકુ, કંડોલિયા, બિનપરા, ભારતિયે, આભિ-**

રહિમે, સૂપ, ઢીપારઠિયે, સબગુર, વૈનાબલે, બાદ્રવે, દુરગમને, નાગર, મોકલવડે, આ પ્રકારે જુદિ જુદિ જ્ઞાતિઓ ઠરાવી છે તેમાં "તપોધન બ્રાહ્મણ નામ ગણાવવામાં આવ્યું નથી." તપાસ કરતાં માલુમ પડયું છે કે દધીચા બ્રાહ્મણો છે. અનેક પ્રકારથી તપાસ કરતાં અસમંજસ પુરાવા કરતાં કોઇ સબળ પુરાવો મને મળી શક્યો નથી. અને તપોધનના ઇતિહાસ સંબંધે મેં રા૦ ગિરિજાશંકર નિર્ભયરામભાઇને લખેલ પરંતુ કેટલાએક ઇતર વ્યવસાયોને લઇ તે કોઇ પણ પ્રકારની હકીકત પૂરી પાડી શકયા નથી. માત્ર પુસ્તકદ્વારા મારી શોધથી જે કાંઇ મળી આવ્યું તે વડેજ આ ઇમારત બાંધવામાં આવી છે. હવે વિચાર એજ કરવાનો છે કે "હાલ જ્ઞાતિરૂપ ગણાતા તપોધન બ્રાહ્મણો" નો અન્ય બ્રાહ્મણોની જ્ઞાતિ પ્રમાણે કોઇ પ્રકારનો ઇતિહાસ કે દંત કથા કાંઇ પણ ભૂતકાળનું સાધન જેવું જોઇએ તેવું આપણા હાથમાં નથી એમ કહેવામાં મને કાંઇ હરકત લાગતી નથી. ભૂતકાળનું કાંઇ પણ ચિન્હ હોય તો માત્ર એટલુંજ છે કે "ગતાનુગતિક" એજ વાત સંભળાય છે કે તપોધન બ્રાહ્મણોની ઉત્પત્તિ શિવપુરાણના ૪૪ અધ્યાયમાં છે જેનુ વિવેચન શ્રીયુત મહાશય ગિરિજાશંકરે પોતાના ગ્રંથમાં શબ્દો ફેરવીને કર્યું છે તેજ વિવેચન હું આ સ્થળમાં ફરી કરવા માગું છું પણ મારા અને શ્રીયુત ગિરિજાશંકરભાઇના દૃષ્ટિબિંદુમાં ફેર છે એટલે વિવેચનમાં ભેદ પડશે અને પડવોજ જોઇએ. જેમ એકજ હીરાને બે ઝવેરીઓ જુએ છે અને એક તેની કીમત પાંચસો કરે છે ત્યારે બીજાને સાતસો સમજાય છે તેથી કાંઇ પ્રથમ પુરૂષે કરેલી કીમત ખોટી નથી પણ ઓછી છે અને તેને સમજાણી તે પ્રમાણે કરી છે; તેમ અત્રે પણ જે ભેદ પડશે તેથી એમ સમજવાનું નથી કે બેમાંથી એકનુ જુઠું છે. પણ બેના વિચાર કરવામાંજ ભેદ છે બાકી જે મર્યાદામાં રહી વિચાર

થયા છે તે દૃષ્ટિથી બરાબર છે પણ હીરાની કીમત પેઠે ન્યૂનાધિકતા તો છેજ. તે સ્પષ્ટ થવા જે મુદ્દા રા૦ ગિરિજાશંકર ભાઇએ લીધા છે તેજ મુદ્દાથી હું પણ નિર્ણય બતાવીશ. રા૦ ગિરિજાશંકરભાઇ પોતાના ગ્રંથના પુષ્ટ ૩૧ પર બીજા પારીગ્રૅાફમાં લખે છે કે " પ્રથમ તો શિવ પુરાણનો ૪૪ મો અધ્યાય તપોધન બ્રાહ્મણની ઉત્પત્તિદર્શક અધ્યાય છે તે વિષયમાંજ મને તો શંકા છે કારણકે તે અધ્યાયમાં પુરતો ખુલાસો નથી " આટલી વાતમાં હું પણ કાંઇ અંશે મળતો છું જે દલીલ આ ખુલાસાના અંતમાં હું કરીશ.

૪૩ મા અધ્યાયમાં છેલા ત્રણ શ્લોક છે કે परद्रव्याभिलाषेण शिवमाराधयेन्नतु ॥ वृत्त्यर्थं पूजयेद्देवंलोकस्य हितकारकः ॥ २४ ॥ षण्मासंयो द्विजश्चैव सवैदेवलकः स्मृतः ॥ यथा देवलकश्चैव तथाऽसौवैभवेदिह ॥ २५ ॥ देवलकश्चयः प्रोक्तो नाऽधिकारो द्विजस्यच ॥ इत्येवं वचनंश्रुत्वा ऋषयश्चवचोऽब्रुवन् ॥ २६ ॥ **અર્થ**—પારકા દ્રવ્યની ઇચ્છાથી શિવ ભગવાનની પૂજા કરવી નહિ. લોકહિતની ઇચ્છા રાખી વૃત્તિ ( ઉપજીવિકા ) અર્થે પૂજા કરવી. જે દ્વિજ પરાયા દ્રવ્યની ઇચ્છાથી છ માસ સુધી પૂજા કરે છે તેને દેવલક જાણો. રા૦ ગિરિજાશંકરે દ્વિજનો અર્થ મનુષ્ય કર્યો છે તે અયોગ્ય છે તેમજ સ્મૃતઃ નો અર્થ જન્મ કર્યો છે તે ઠીક નથી જેવી રીતે દેવલક છે તેવો પૂજા કરનાર દ્વિજ થઇ જાય છેઃ જે દેવલક છે તેને બ્રાહ્મણના સર્વ અધિકારમાં લેવો નહિં. અહીં ૪૩ અધ્યાય પૂર્ણ થાય છે. પછી ૪૪ મા અધ્યાયની શરૂઆત નીચે પ્રમાણે થાય છે. ऋषयऊचुः ॥ देवलकश्चयः प्रोक्तः किंकार्यंतस्य विद्यते । सूतउवाच ॥ दधीचिर्नाम विप्रोवै धर्मिष्टो वेदपारगः ॥

**અર્થ**—ઋષિઓએ પૂછ્યું કે જે દેવલક કહ્યો તેનું કાર્ય શું ? ?

સુતજી જવાબ આપે છે કે "દધીચિ" નામના ધર્માત્મા અને વેદપારગ બ્રાહ્મણ હતા. એ દધીચિના વંશના હાલના તપોધન બ્રાહ્મણની જ્ઞાતિ છે એમ લોકવદન્તિ ચાલે છે અને તે પરથી આગળ ચાલતાં દધીચિ પુત્ર સુદર્શને શિવરાત્રિને દિવસે સ્ત્રીસંગે કરી સ્નાન કર્યા વિના મહાદેવનો સ્પર્શ કર્યો તેથી મહાદેવ કોપાયમાન થઇ તેને કહેવા લાગ્યા કે, ज्ञात्वाचैवं कृतंयस्मा त्तस्मात्त्वंजडतांव्रजा मास्पृशास्त्वं च पापिष्ट दर्शनं दूरतः कुरु. તે જાણી જોઇને આ કર્તવ્ય કર્યું માટે તું "જડ" થા. હે પાપી! મને સ્પર્શ કરીશ નહિ અને દૂરથી દર્શન કરજે. ત્યારબાદ દધીચિ મહાત્માને આ બાબતની ખબર પડતાં તેમણે પોતાના પુત્રના હિતની ખાતર પાર્વતીને પ્રસન્ન કર્યા અને પાર્વતીએ સુદર્શનને પોતાનો પુત્ર ગણી મહાદેવની પ્રસન્નતા પ્રાપ્ત કરાવી પણ તેણે કરેલા અપરાધ માટે તેને "**ૐ નમઃ શિવાય**" એ મંત્ર અને સોળ અક્ષરની શિવગાયત્રીથી સંધ્યા વગેરે કરવાનું સૂચવ્યું હતુ અને એવી આજ્ઞા કરી હતી કે वेदमंत्रो नवाच्य "વેદ મંત્રો ન બોલવા" પણ ત્યાર પછીનાજ શ્લોકમાં લખ્યું છે કે મહાદેવ તેના પર પ્રસન્ન થયા ને તેને અનેક વરદાન આપ્યાં. હવે અત્ર આપણે વિચાર એ કરવાનો છે કે જે સમયની શિવપુરાણની આ વાત છે તે સમયે અનેક મુનિઓ તપથી અધમ થયા છે; દાખલા તરીકે યાજ્ઞવલ્કયજી વેદ રહિત થયા હતા પણ તેણે પુનઃ તપશ્ચર્યા કરી સૂર્ય પાસેથી વેદ વિદ્યા મેળવી. તે પ્રમાણે દધીચિ જેવાના પુત્ર સુદર્શન ન મેળવી શકયા હોય અને એવી અધમસ્થિતિમાંજ રહ્યા હોય એમ મારૂં તો માનવું નથી પણ મને તો વિચાર કરતાં એમ સમજાય છે કે **તેમણે તપના પ્રભાવથી પોતાનો વેદાધિકાર પાછો મેળવ્યોજ હશે,** અરે! તે સમય તો એવો હતો કે યજ્ઞનો ભંગ કરનાર અને દેવતાના વિરોધી રાક્ષસો પણ વેદ ભણતા **તો પછી આ ઋષિકુમાર વેદાધિકારથી**

**રહિત રહે એ કોઇ પણ રીતે મારાથી તો મનાતું નથી એટલે તે વંશ તો પાછો વેદાધિકારમાં આવ્યોજ હશે એમ હું અનુમાન કરૂં છું.**

હું પ્રથમથીજ જણાવી ગયો છું કે હાલ જે તપોધન જ્ઞાતિ ગણાય છે તેનો મૂળ સંબંધ ઇતિહાસદ્વારા જેવો જોઇએ તેવો સ્પષ્ટ થતો નથી પણ તેઓ બ્રાહ્મણ છે એમ તો આપણે માન્યા વગર ચાલે તેમ નથી કારણકે દરેક દેવાલયમાં તેઓ પૂજન કરે છે. વળી યજ્ઞમાં તેમને ભાગ આપવામાં આવે છે, ગમે તે કારણોને લઇ તેઓ અવનતિમાં પડી ગયા અને કયે ઠેકાણેથી કેવી રીતે તેઓ જુદા પડયા એ વાતમાંજ તકરાર છે; જેમ એક વડની વડવાયો વધી અનેક થડ થઇ જાય ત્યાર પછી મૂળ થડ કયું તે જેમ જણાતું નથી તેમ પ્રથમ મૂળ બ્રાહ્મણ વર્ણ રૂપ વડ એકજ તેમાંથી દશ થયા ને તે દશમાના નવ કાયમ રહી છેલ્લા એકમાંથી ચોર્યાશી થયા આમ અનેક થડ થઇ ગયા. હવે, આ અનેક થડમાંથી તપોધન બ્રાહ્મણ જે હાલ જ્ઞાતિ ગણાય છે તેનો ક્યાં સંબંધ છે એ ઇતીહાસદ્વારા જો સ્પષ્ટ કરવામાં આવે તો પછી તેમને વેદાધિકાર નથી એમ કોઇથી પણ કહી શકાયજ નહિ એ પ્રમાણે તેમનો વેદાધિકાર સિદ્ધ થતાં તેઓ ભણી શકેજ પણ મારે જણાવવું જોઇએ કે કેવળ વેદ ભણવાથી કોઇ પ્રકારે ઉન્નતિ થાય તેમ નથી કારણ " સદ્‌ગુણથી સજ્જન દિસે, ભણ્યા તણો નહિ ભેદ; ભણ્યો તોય રાક્ષસ રહ્યો, રાવણ ચારે વેદ"માટે સદ્‌ગુણથીજ ઉન્નતિ છે. પણ તે ઉપરથી મારો કહેવાનો ભાવ એવો નથી કે વેદ ન ભણવા. વિદ્યાવિના સદ્‌ગુણનું સ્વરૂપ સમજી શકાતું નથી માટે ભણવું પણ ખરૂં અને સદ્‌ગુણ પણ ધારણ કરવા.

સ્પર્ધા એ ઉન્નતિની માતા છે. એ વાત નિર્વિવાદ છે પણ મારે

તમને જણાવવું જોઇએ કે સ્પર્ધાને ઇર્ષ્યાના રૂપમાં બદલી નાખવી ન જોઇએ; જેમકે તમારામાંના કેટલાએક બંધુઓ આવેશમાં આવીને બોલી ગયા કે "બ્રાહ્મણોજ હમારા કટ્ટા દુશ્મન છે વળી કેટલાક વદે છે કે બ્રાહ્મણોએજ હમને હલકા રાખ્યા" પણ એ બુદ્ધિ રાખવી અયોગ્ય છે. તે ભાઇઓનું લક્ષ, હું શ્રી કૃષ્ણુપરમાત્માના વાક્ય તરફ ખેંચું છું કે आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रीपूरात्मनः અર્થાત્ આત્મા—આપણેજ આપણા બંધુ છીએ ને આપણેજ આપણા શત્રુ છીએ, અન્ય કોઇ નથી. કદાચ તમને બ્રાહ્મણ પોતાની સાથે બેસાડીને ન જમાડે તો તેમાં તમે બ્રાહ્મણ મટી જવાના નથી. જુઓ નાગરો અને બ્રાહ્મણો ક્યાં સાથે બેસીને જમે છે, તેથી શું નાગરો બ્રાહ્મણ અને બીજા બ્રાહ્મણો નથી ! છેજ; તો પછી એવા પ્રકારનો તમારે આગ્રહ કરવાની જરૂર નથી અને તે બદલામાં તમારે ઇર્ષ્યા કરવાની જરૂર નથી. તમારૂં ખરૂં કર્તવ્ય તો એજ છે કે ઇર્ષ્યાને અળગી કરી સદ્‌ગુણ ધારણ કરવા અને તમારો ઇતિહાસ અંધકારમાં છે તેને શોધી તમારી શાખાને સંબંધને પ્રત્યક્ષ બતાવવો. પછી બ્રાહ્મણો ભલે ના પાડે પણ હું તો હિંમતથી કહી શકીશ કે તપોધન બ્રાહ્મણોને વેદાધિકાર છે છે ને છેજ; માત્ર તમારો સંબંધ બહાર આવે એટલીજ તકરાર છે તે તૂટી જતાં વેદ ભણવાનો અધિકાર છેજ અને પ્રાચીન ઋષિઓ વેદ ભણી તપ કરી તપોધન કહેવાતા. તપ એ તો બ્રાહ્મણનું સ્વભાવિક કર્મ છે. શ્રી કૃષ્ણુ પરમાત્માજ કથે છે કે शमदम तपश्चैव" તો પછી તપ કરનાર તે તપોધનજ કહેવાય અને એ તપોધન શબ્દ પ્રાચીન સમયમાં તો વસિષ્ટ, વિશ્વામિત્ર જેવા બ્રહ્મ ઋષિ અને નારદ સનકાદિક જેવા દેવ ઋષિની પછવાડે પણ લાગતો તો તેમને વેદાધિકાર ન હોય એ કોઇ પણ રીતથી મનાતું નથી. વળી આ ઉપરથી એમ પણ સિદ્ધ થાય છે કે તપોધન

શબ્દ આજ કાલનો નથી પણ અનાદિનો છે તો તપોધનબ્રાહ્મણ સાથેનો તમારો સંબંધ સિદ્ધ કરી વેદ ભણોને ભણાવો અને પ્રાચીન ઋષિઓ જેમ તપોનિધિ બની સર્વનું કલ્યાણ ઇચ્છતા તેમ તમે પણ બીજા ભલે તમને હલકા-અધમ-કે ગમે તેવા ગણતા હોય તેને લક્ષમાં ન લેતાં તમારૂં બીજ રૂપે રહેલું જે બ્રહ્મત્વ તેને પોષી અર્થાત તમારી જ્ઞાતિમાં આવી કોન્ફરન્સ ભરી સુધારા કરી ઉન્નતિને રસ્તે આરૂઢ થઇ બ્રાહ્મણનું 'જે સમદર્શિપણું તેને સિદ્ધ કરી સદાકાળ પરમાત્મા પાસે માંગો કે,

## શિખરિણી.

સદા શાન્તિદાતા ભુવન ત્રય માંહે સુખ ભરો
સુધાની ધારાથી સર્વ જનના આ ભય હરો
ક્ષમા દાન્તિનીતિ અભય મનમાં આર્જવ ધરો
દયા દીલે ધારી સુવિભવ ભરી શ્રેયસૂ કરો.

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

**यति मुकुन्दाश्रमजी.**



# મહાશય ગિરિજાશંકર નિર્ભયરામે શ્રીમાન્ સ્વામી યતિ મુકુન્દાશ્રમજી

## મહારાજના વ્યાખ્યાન પછી ઉક્ત વિષયમાં જણાવેલા પોતાના વિચારો.

સુજ્ઞ બંધુઓ ! શ્રીમાન્ યતિજી મહારાજે પોતાનો વિદ્વતાયુક્ત વિચાર દર્શાવી તપોધનબ્રાહ્મણોને વેદાધિકાર છે એ વાત સિદ્ધ કરી છે તેને માટે આપણે તેમના આભારી છીયે પરંતુ તેમાં તેમણે એક વિશેષ વાત જાણવાની અભિરૂચિ દર્શાવી છે કે 'હવે આ અનેક થડમાંથી તપોધનબ્રાહ્મણ જે હાલ જ્ઞાતિ ગણાય છે તેને કયાં સંબંધ છે એ ઇતિહાસદ્વારા જો સ્પષ્ટ કરવામાં આવે તો પછી તેમને વેદાધિકાર નથી એમ કોઇથી પણ કહી શકાયજ નહિં."

મારા વિચાર પ્રમાણે તો જ્યારે યતિજી મહારાજે પોતાના વક્તવ્યમાં એમજ જણાવ્યું છે કે "આ તપોધન શબ્દ આજકાલનો નથી પણ અનાદિનો છે" તો પછી તેમનો કયાં સંબંધ છે તેનો ઇતિહાસદ્વારા ખુલાસો માંગવામાં મને તો કાંઇ પ્રયોજન જણાતું નથી. ઇતિહાસ તેનો હોઇ શકે કે જે કાંઇક વર્ષો પછી ઉત્પન્ન થયું હોય પરંતુ જે અનાદિ કાળથી ચાલતું આવે છે તેનો ઇતિહાસ કેવી રીતે હોઇ શકે અથવા તો તેનો ઇતિહાસ માંગવામાં પ્રયોજન શું ? હવે લોકવદંતિ પ્રમાણે શિવપુરાણના ૪૪ મા અધ્યાયને તપોધનબ્રાહ્મણોનો ઇતિહાસ માનીયે તોપણ તપોધનબ્રાહ્મણો અનાદિજ સિદ્ધ થાય છે કારણકે એ વાત તો આજ નિર્વિવાદ કબુલ રાખવામાં આવે છે કે જે તપ કરતા અને તેવા તપને ધન સમજતા તેમને તપોધન કહેવામાં આવતા, તો મહારાજ દધીચિ જેમના જીવનપરથી જણાય છે કે તે એક મહાન્ તપોધનબ્રાહ્મણ હતા તેમના કુળના પુત્રએ જે

કાંઇ કર્યું તેનું શુદ્ધાશુદ્ધ વૃત્તાન્ત શિવપુરાણમાં તપોધન બ્રાહ્મણના એક કુળના એક ઇતિહાસ તરીકે જણાવવામાં આવ્યું. નહિંતો, મારા માનવા પ્રમાણે તો વસિષ્ટ, વિશ્વામિત્ર, ગૌતમ કણાદ ઇત્યાદિ જેટલા ઋષિઓ થઇ ગયા છે તે આજ કુળના તપોધન બ્રાહ્મણો હતા અને યતિજી મહારાજના વિવેચનાનુસાર જેમ જેમ લોકોમાં અજ્ઞાનતા વધતી ગઇ તેમ તેમ વિસ્તૃત વિચારો સંકોચીત થઇ ગયા અને તેના વિશાળ અર્થને છોડી જ્ઞાતિ બંધાઇ અને જેટલી ઉચ્ચતા હતી તેટલી નીચતા આવી. આ પરથી આ જ્ઞાતિને માટે વિશેષ ઇતિહાસની આવશ્યકતાજ હું તો જોતો નથી કારણ કે અનાદિ કાળથી ચાલતી આવેલી વસ્તુને માટે ઇતિહાસ શું ! જેનો ઇતિહાસ છે તે અનાદિ કાળથી નથી એમ માનવું પડશે; વળી સ્વામીજી મહારાજે વ્યાખ્યાનના ઉપોદ્ધાતમાં જણાવ્યું છે કે પ્રાચીન સમયમાં વર્ણ વિભાગ ગુણકર્માનુસાર હતા તેજ પ્રમાણે જે બ્રાહ્મણો સ્વાધ્યાયાદિ તપમાં પોતાના જીવનનો સમય નિમગ્ન કરતા હતા તેમને તપોધન બ્રાહ્મણો કહેવામાં આવતા. હવે જ્યારે આમ છે ત્યારે તેમના થડને જોવાની વિશેષ આવશ્યકતા રહેતી નથી. જો કદાચિત્ એમ કહેવામાં આવે કે તપને ધન સમજનાર તપોધનબ્રાહ્મણોના વંશમાં કયા કયા તેજસ્વિ તપોધનબ્રાહ્મણો થઇ ગયા તે જે વસ્તુ જણાવતી હોય તેને ઇતિહાસ કહેવામાં આવે તો તેવો ઇતિહાસ ક્યાં છે તે બતાવો. ઉત્તર એ છે કે છીન્ન ભીન્ન અવસ્થામાં જે તપોધન ઋષિઓનો ઇતિહાસ છે તે તપોધનબ્રાહ્મણોનોજ ઇતિહાસ છે પરંતુ શીલશીલાવાર ઇતિહાસ હાલ મળી શકતો નથી અને તેનું કારણ યતિજી મહારાજે જણાવ્યું છે કે ઘણાં ખરાં પુસ્તક મુસલમાની સમયમાં બળી ગયાં છે અને તેમાં તપોધનબ્રાહ્મણોનો પણ ઇતિહાસ હશે. વળી લોકવદંતિ પ્રમાણે શિવપુરાણના ૪૪ મા અધ્યાયને તપોધન બ્રાહ્મણોનો ઇતિહાસ માની સૂક્ષ્મદષ્ટિથી વિચાર કરીયે તો પ્રતીત

થાય છે કે તપોધન બ્રાહ્મણોના માતાપિતા શ્રીમાન્ શંકર અને પાર્વતી છે કારણ કે ઉક્ત અધ્યાયના ૨૪ શ્લોકમાં કહ્યું છે કે,

**त्रिरावृत्तोपवीतं च ग्रंथिनैकेन संयुतम्.**

**અર્થાત્**—સુદર્શનને મહારાજ શંકરે ઉપવીત આપી અને उपदिश्य शिवगायत्रीं षोडशाक्षरसंयुताम् શિવગાયત્રીનો ઉપદેશ કર્યો. આ પરથી તપોધન બ્રાહ્મણોનું મૂળ શ્રી શંકર કહેવાય. જે ઉપવીત આપે અને ગાયત્રી ઉપદેશ કરે તે ગુરૂ કહેવાય. મનુ સ્મૃતિના બીજા અધ્યાયના ૧૪૦ મા શ્લોકમાં કહ્યું છે,

**उपनीयतु यः शिष्यं वेदमध्यापयेद् द्विजः ।**
**सकल्पं सरहस्यं च तमाचार्यं प्रचक्षते ॥**

**ભાવાર્થ**—જે દ્વિજ શિષ્યને ઉપનયન આપી કલ્પ અને રહસ્ય સાથે વેદ ભણાવે તેને આચાર્ય કહેવામાં આવે છે. ભગવાન્ શંકરે ઉપવીત આપ્યું તેથી તપોધન બ્રાહ્મણોનું થડ મહારાજ શંકર છે-વળી જે ઉપદેશ કરે તેને પિતા કહેવામાં આવે છે. મનુસ્મૃતિના ૨ જા અધ્યાયના ૧૫૩ મા શ્લોકમાં કહ્યું છે,

**अज्ञो भवति वै बालः पिता भवति मन्त्रदः ।**
**अज्ञंहि बालमित्याहुः पितेत्येव तु मन्त्रदम् ॥**

**ભાવાર્થ**—જે અજ્ઞાની છે તે બાળક છે અને જે મન્ત્રોપદેશ કરનાર છે તે પિતા છે જેથી અજ્ઞ તે બાળક અને મન્ત્રદાતા તે પિતા કહેવામાં આવે છે. મહારાજ શંકરે ૐનમઃશિવાય મત્રનો ઉપદેશ

કર્યો તેથી ઉક્ત શ્લોકાનુસાર શંકર સુદર્શનના પિતા કહેવાય. જ્યારે શ્રી શંકર સુદર્શનના પિતા કહેવાય છે ત્યારે હવે થડ વા મૂળ શોધવાની આવશ્યકતા રહેતીજ નથી. વળી શંકર મહારાજ તો વેદ વિદ્યાથી વિભૂષીત હતા જેથી તપોધન બ્રાહ્મણોનો તેમની સાથેનો સંબંધ સિદ્ધ થાય છે એટલે વેદાધિકારમાં હવે વિચાર કરવાનું કાંઇ રહેતુંજ નથી. વળી આગળ મનુ મહારાજ બીજા અધ્યાયના ૧૪૮ મા શ્લોકમાં કહે છે.

**आचार्यस्त्वस्ययां जातिं विधिवद्वेदपारगः**

**उत्पादयति सावित्र्या सासत्या साऽजराऽमरा ।**

**ભાવાર્થ**—સંપૂર્ણ વેદને જાણવાવાળા આચાર્ય, બાળકને વિધિવત્ ગાયત્રી ઉપદેશદ્વારા જે જાતિ ઉત્પન્ન કરે છે તે જાતિ સત્ય છે અને અજર અમર છે. આ પરથી આપ જોઇ શકશો કે સર્વ વેદના જાણવાવાળા મહારાજ શંકરે વિધિસહ સુદર્શનને ગાયત્રી ઉપદેશ કરી ઉપવીત ધારણ કરાવ્યું જેથી તેની જાતિ અજર અમર અને સત્ય છે, અતઃ **તપોધન બ્રાહ્મણ જાતિ અજર અમર અને સત્ય છે અને તેથી તેમના વેદાધિકારમાં લેશ માત્ર પણ શંકા લાવવાનું કારણ રહેતુંજ નથી.** હું ધારૂં છું કે મારા બંધુઓને આથી આપણી જ્ઞાતિનું થડ જણાયું હશે અને શ્રીમાન્ યતિજી મહારાજના થડ શોધવાના વિચાર પર કાંઇ પ્રકાશ પડયો હશે. આવી રીતના વિચાર પછી તપોધન બ્રાહ્મણોને વેદાધિકાર સિદ્ધ થઇ જાય છે. યતિજી મહારાજે મને તા. ૨૯–૪–૧૧ ને દિવસે તપોધન બ્રાહ્મણોનું મૂળ જાણવા પત્ર લખ્યો હતો અને કોન્ફરન્સની તા. ૩–૫–૧૧ એટલે તેને કેવળ એકજ માસ થયો હતો પરંતુ તેમાં મારે માથે કોન્ફરન્સના કાર્યનો બોજો હોવાને લીધે મારાથી ઉત્તર આપી શકાયો નહિં જેથી વ્યાખ્યાનમાં કરવામાં આવેલી શંકાનો આ મારો

નમ્ર ઉત્તર છે. તેનાપર પૂજ્ય યતિ મહારાજ અને મારા સુજ્ઞ બંધુઓ વિચાર કરશે વિચારક દ્રષ્ટિથી જોઇશું તો ભારતવર્ષનો સંપૂર્ણ ઇતિહાસ હાલ મળી શકતો નથી. તેના અનેક કારણો છે તેમાંથી એક કારણ તો એ છે કે યવન સમયમાં ધાર્મીક અને ઇતિહાસીક પુસ્તકોને બાળી નાખવામાં આવ્યા. આવી સ્થિતિમાં તપોધનબ્રાહ્મણોના મહાપુરૂષોના ઇતિહાસો પણ બાળી નાંખવામાં આવ્યા હોય તે સંભવીત છે અતઃ ઇતિહાસની રાહ ન જોતાં હાલ જે કાંઈ મળે છે તેના પર વિચાર કરીયે છીયે તો તપોધનો, બ્રાહ્મણો છે જેથી તેમને વેદાધિકાર સ્વયંસિદ્ધ છે.

સ્વામીજી મહારાજે પોતાના વ્યાખ્યાનમાં નીમ્નલીખીત વાકયનો પ્રયોગ કર્યો છે. "રા૦ ગિરિજાશંકરે દ્વિજનો અર્થ મનુષ્ય કર્યો છે તે અયોગ્ય છે તેમજ સ્મૃતઃ નો અર્થ જન્મ કર્યો છે તે ઠીક નથી" પરંતુ આવો અર્થ મેં કર્યો નથી. સનાતનધર્મસભાના વિદ્ધાન્ પં. જવાલાપ્રસાદમિશ્રએ જે અર્થ કર્યો છે તેજ અર્થ મેં લીધો છે. તેમણે હિંદી ભાષામાં નીચે પ્રમાણેજ અર્થ કર્યો છે.

जो लोक भयहारी शंकरका नित्य पूजन करे वह कभी दु:खी न हो, अतुल सुख पावे. **जो छ** महिने द्रव्यकी इच्छासे शिव अंधकेश्वरका पूजन करता हे उसको **देवल पूजारीका जन्म मीलता है.**

**ભાવાર્થ**—જે મનુષ્ય લોક ભયહારી શંકરનું નિત્ય પૂજન કરે છે તે કદાપી પણ દુઃખી થતા નથી પરંતુ અતુલ્ય સુખ પ્રાપ્ત કરે છે. જે મનુષ્ય છ માસ સુધી દ્રવ્યની ઇચ્છાથી અંધકેશ્વર મહાદેવની પૂજા કરે છે તેને **દેવલ પૂજારીનો જન્મ મળે છે.**

શ્રીમાન્ યતિજી મહારાજ આ પરથી જોઇ શકશે કે દ્વિજનો અર્થ મનુષ્ય અને સ્મૃતઃ નો અર્થ જન્મ મળે છે એવો અર્થ મેં નથી કર્યો

પરંતુ સનાતનધર્માવલંબી પં. જવાલાપ્રસાદ મિશ્રએ તેવો અર્થ કર્યો જેથી ખરી રીતે પૂછતાં તેનો ઉત્તરદાતા હું નથી. મારાથી જ્યાં બન્યું છે ત્યાં સુધી જે અર્થ પંડિતોએ કર્યો છે તેજ મેં લીધા કદાચિત્ એમ માની લઇએ કે તેવા અર્થો મેં કર્યા છે તોપણ મારા વિષય સંપાદનમાં શું બાધ આવે છે તે કાંઇ સ્વામીજી મહારાજ વ્યાખ્યાનથી સમજાતું નથી. અસ્તુ આટલે સુધી વિચાર કરતાં આપ એ વાત જાણી શકયા કે આપણું મૂળ કયાં છે અને જેવું આ મૂળ શુદ્ધ છે તેવું અન્યનું ક્વચિત્જ હોઇ શકે; અતઃ હે તમે બ્રાહ્મણ બંધુઓ ! ઉઠો અને વેદાધિકારના ઝઘડામાં વિશેષ માથું ન મારતાં વેદાધ્યયન કરવું શરૂ કરો અને સંસારના લોકોને દેખાડો કે અમે આ પ્રમાણે વેદાધ્યયન કર્યું છે. આ પ્રમાણે થવાથી વેદાધિકારનો ઝઘડો તેની મેળેજ નાશ થશે. इतिशम्.

ગિરિજાશંકર નિર્ભયરામ.

